ખરીદો ॥ શ્રી ॥ અને વાંચો.

# હરવચનામૃત મણી.

બનાવી છપાવી પ્રસિદ્ધ કર્તા.

ભક્ત. હરગોવિંદદાસ નરોત્તમદાસ

ઈડર-તાબે વડાળી.

આવૃત્તિ ૧ લી—પ્રત ૨૫૦.

સંવત ૧૯૭૪—સને ૧૯૧૮.

અમદાવાદ.

શ્રી જૈનવિદ્યાવિજય પ્રેસમાં

શા. ચુનીલાલ અમથાભાઇએ છાપ્યું.

કિંમત એક આનો.



॥ श्लोक ॥

गुरु ब्रह्मा गुरु विष्णुं, गुरुदेव महेश्वरं ॥
गुरु साक्षात् परीब्रह्म, तस्मै श्री गुरुवे नमः ॥१॥

तीर्थे तीर्थे नीर्मलं ब्रह्मवृंदं, ॥
वृंदे वृंदे तत्वचिन्तानुवाद ॥
वादे वादे जायते तत्वबोधो ॥
बोधे बोधे भासते चंद्रचुड ॥ २ ॥

अखंड मंडलाकारं, व्याप्तं येनचराचरं ॥
तत्पदं दर्शइतेन, तस्मै श्री गुरुवे नमः ॥

॥ श्लोक संत लक्षणनो ॥

सुशीलंच संतोषं, दयाळु देवरंजनं ॥
सुख दुःख समानंच, पंचकं संत लक्षणं ॥१॥

॥ श्लोक धूर्त लक्षण ॥

मुखं पद्मदलाकारं ॥ वाचा चंदन शीतलं ॥
र्हदयेकात्रिं युक्तं च तृतिय धूर्तलक्षणं ॥१॥

# પ્રસ્તાવના.

પ્રીય વાચક ! શ્રી પરમાત્મા પરમ દયાળુની કૃપા વડે મારી અલ્પ બુદ્ધિનુસાર ભક્તિનો શુદ્ધ માર્ગ અને તેનું રહસ્ય આ લઘુ પુસ્તક વડે દર્શાવું છું તે કૃપા કરી અંગીકાર કરશો. ભાઈ મનુષ્ય-જન્મ વારંવાર મળવાનો નથી, શ્રીહરીએ કૃપા કરી માનવ જન્મ આપ્યો છે તો આ અમુલ્ય જન્મ વૃથા એટલે કુકર્મ ન કરતાં સદાએ શુદ્ધ ભાવે જેમ શ્રીહરીની કૃપા હોય તે પ્રમાણે રહી સત્કર્મ કરી આ અમુલ્ય દેહનો લાભ લેવો તે અતી શ્રેષ્ટ છે. પ્રીય વાંચક ! જુવો કે આપણે નવરાશની વખતે ખાલી ગપ્પાં મારી બેસી રહીએ છીએ અને કોઇનું ખરૂં ખોટું કરવાના વિચાર કરીયે છીએ પણ જગકરતાએ આપણુને જઠરાની જાળમાંથી બચાવી રક્ષા કરી માનવ જન્મ આપ્યો તે તરફ બીલકુલ ધ્યાન દેતા નથી તે ઘણીજ અફસોસની વાત છે. ભાઇઓ અને બાઇઓને વિનંતી પૂર્વક બે બોલ કહેવા ઈચ્છુંછુ કે કોઇની નીંદા બોજણી ન કરતાં સદાએ શીલવનધારી શ્રીહરીનું સ્મરણ કરી આ અમૂલ્ય લાભ લેવા કૃપા કરશો. જુવો કે માથે કાળચક્ર ફર્યા કરે છે અને તે એક પલકમાં પકડશે તેવું જાણી સદાયે સંતોષથી રહી પ્રભુનું સ્મરણ કરવું અને જેમ તે રાખે તેમ રહેવું. માણસના વિચારો કંઈ પણ કામ આવતા નથી, શ્રીહરી કરે છે તેજ થાય છે. મારૂં ને તારૂં કર્યા શીવાય શ્રીહરીને સંભાળવા. કોઈ સંત પુરૂષે કહ્યું છે કે,—

દોહરો.

મન કહે કછુ ઓર હે, શ્રીહરી કહે કછુ ઓર;<br>
આશાસેં આધો કહે, જુઠી મનકી દોડ. ૧

માટે તે વચન સંભારી શ્રીહરીનું સ્મરણ કરવું તેજ શ્રેષ્ટ છે.

# શ્રી હરવચનામૃત મણી.

## સ્તુતિ

### ગઝલ ૧

અહોહો શારદા માતા, દયાથી દેખજ્યો દાતા. ૧
કુમતી મૂળથી કાઢી, સુમતી સ્થાપજ્યો માડી. ૨
દયાળુ દેવ ભજવાને, સ્વરૂપમાં લીન થાવાને. ૩
અમારા દેહમાં ભક્તિ, નિરંતર વ્યાપજો પ્યારી. ૪
માગું છું એટલું માજી, કહે હર રાખજ્યો રાજી. ૫

### ગઝલ ૨

કટારી—પ્રેમની લાગી, પડયો છે ઘાવ તે તનમાં. ૧
રૂઝાવ્યો શી રીતે રૂઝે, પ્રભુજી શું હવે કીજે. ૨
લાગેલો ઘાવ તે જાણે, બીજો શું પીડ પીછાને. ૩
લાડુનો સ્વાદ છે કેવો, જમેલો હોય તે જાણે. ૪
લાગ્યું છે ધ્યાન તો તારૂં, સદાયે હર મને પ્યારૂં. ૫

### ગઝલ ૩

હરિહર નામ રસ લે પી, પીવાથી ઝમ કરે જીજી. ૧
હસોછો શું સુખ દેખી, હસે છે કાળ તો ખીખી. ૨

પ્રભુપર પ્યાર રાખીને સમજ મન પાપથી બી બી. ૩
છોડી દે અન્યની આશ, કહે હર થા હરીદાસ. ૪

ગઝલ ૪

કહો મન યાર શું મેરા, હરિ બીન કુણ હેં તેરા. ૧
માયા છે સ્વાર્થની એલી, જાવું છે તેહને મેલી. ૨
અહો ધનવાન ચેતી જા, કાંઈ પરમાર્થ કરતો જા. ૩
કીયાથા ગર્ભમેં કોલ, સમજ અંતર્પટ ખોલ. ૪
હર બે બોલ લેતો જા, ભજન કે પુન્ય કરતો જા. ૫

ગઝલ ૫

સમાધી શુંન્યની જાગે, અનહદ નાદ ત્યાં વાગે. ૧
ધીધી ધી ઢોલ વાગે છે. જેથી ગગન ગાજે છે. ૨
થનક થઈકાર થાયે છે, ગોપીકા ગાન ગાયે છે. ૩
રૂમઝુમ નેપુર વાગે, નારદ ગાન ત્યાં ગાયે. ૪
મધુર ત્યાં નાદ થાયે છે, કહે હર પ્યાર જાગે છે. ૫

ગઝલ ૬

ચરાચર તાહરી માયા, ત્યાગીને ક્યાં અમો જઈયે. ૧
ધા ધા એ નાથ તું વેલો, કીધો છે તેં મુને ઘેલો. ૨
પીવા દે પ્રેમની પ્યાલી, નિરંતર ધ્યાનથી ધારી. ૩
દુવા તો માગું છું તારી, પીયુજી તમપર વારી. ૪
સદા તુજ ગુંણુ ગાવા દે, કહે હર લીન થાવા દે. ૫

ગઝલ ૭

આસન લ્યો સુખનું વાળી, જુવોને અંતર ધારી. ૧
કામ ને ક્રોધ નિવારી, મોહ ને લોભ વિસારી. ૨

ધીરજની ઢાલ લ્યો ઝાલી, ઉઘડશે જ્ઞાનની બારી. ૩
હરીજન હીત કરનારૂં, થશે ઉજ્વળ અજવાળું. ૪
થશે ત્યાં ખેલ તો સારો, કહે હર મન હરનારો. ૫

## ગઝલ ૮

શીશુવત્ વિનતી સુંણો, અમારો ધર્મ છે જુનો. ૧
અમારો તેજ તમારો, તમારો એજ હમારો. ૨
અતીથી છું પ્રભુ તારો, પ્રગટ થઇ દોષન્નીવારો. ૩
તન મન ધન અર્પીને, તમારા સંગમાં આવ્યો. ૪
સદાયે પ્રેમ દર્શાવો, કહે હર નાથ નભાવો. ૫

## ગઝલ ૯

ભજ મન ઇશને ભાવે, આવેલો દાવ તે નાવે. ૧
તજી પરધન પરનારી, કર સતસંગની યારી. ૨
કુમતી કંટક ટાળી, સુમતી પુષ્પ લ્યો ધારી. ૩
ત્યાગી કે હોય સંસારી, વચન એ લ્યો ઉરે ધારી. ૪
નથી સતબુદ્ધ તો અમને, કહે હર શું દીયે તમને. ૫

## ગઝલ ૧૦

કહું છું પ્રાણુથી પ્યારી, શીખ છે આ બહુ સારી. ૧
ફરી શું ગર્વને ફુલો, અરેરે શીદને ભુલો. ૨
સદાયે શીલ સંભારી, ભજો ભગવંત નર નારી. ૩
તજીને કામ ને ક્રોધ, તથાપી મોહ ને લોભ. ૪
દેખીને સુખ ચળશો માં, હોય જો દુઃખ ડગશો માં. ૫
નથી એ સ્થીર રહેવાનું, કહે હર એજ ફરવાનું. ૬

## ગઝલ ૧૧

અહો કીરતાર કૃપાળું, હરો કષ્ટ હરિ મારૂં. ૧
બીડભંજન બીરદ તારૂં, રૂદેથી કેમ વીસારૂં. ૨
આરત વાણી ઉરે ધારી, ઉઘાડો હીતની બારી. ૩
ટેક તારો પ્રભુ સાચો. અવર ટેક બધો કાચો. ૪
આશા જો અન્યની ધારૂં; તેથી શું શ્રેય થાનારૂં. ૫
સદા હર દોષ હરનારા, પ્રભુજી પ્રાણથી પ્યારા. ૬

## ગઝલ ૧૨

કહો ગાફલ ભલે ગંડુ, તથાપી દીનનો બંધુ. ૧
કહો કામી તથા ક્રોધી, વળી માયાંધ કે લોભી. ૨
ભલે પુષ્પે વધાવી લ્યો, તથા ધૂળથી ધુત્કારી દ્યો. ૩
લાગેલો નેહ છે ઉંડો, કહો ઉત્તમ કે ભુંડો. ૪
કહો છો કે બધું સાચું, તથાપી તે બધું કાચું. ૫
ભલે રૂઠો તથા તુઠો, કહે હર પ્યાર રાખીને. ૬

## ગઝલ ૧૩

લાગી માયા મુંને તારી, અહો નટવર ગીરધારી. ૧
પડયો શરણે તુજ પ્રાણી, દયા લાવો દીન જાણી. ૨
પ્રીત પ્રેલ્હાદથું કીધી, પ્રગટ થઇને શુધ લીધી. ૩
હળાહળ ઝેર તો પીધું, મીરાંનું અમૃત કીધું. ૪
લીધા તેં કઇંક જન તારી, એવા છે દાખલા ભારી. ૫
ઉછેરો પ્રેમરસ પાઈ, કહે હર છો પ્રભુ ત્યાંઇ. ૬

## પદ ૧–રાગ ધોળ.

શીરપર જટા ભસ્મ લગાવી, કરમાં માળા ઝાલી જોને;
પડતો મુકી પંથ પાંસરો, ધ્રાયો વાંકી વાટ જોને.
નાહ્યા ધોયાની છોળ ઉપરની, પાળે ધરીને પ્રીત જોને;
પુજા પાઠનો ઠાઠ મચાવે, અંતરગત વીપરીત જોને.
મધુર વાણી મુખથી બોલે, ઉપરના, ઉદગાર જોને;
વિષય મોહમાં રચી પચીને, ભૂલે અંતર ભાન જોને.
નીતી ભક્તી પુન્ય તીર્થમાં, વીરલા જન કોઇ નાહ્ય જોને;
કહે હર જોગી કે ભોગી, જીવ મટી શીવ થાય જોને.

## પદ ૨-રાગ ધોળ.

પંથ હમારા સબસે ન્યારા, શાંતી વીરલા જાણે જોને;
સચ્ચા રંગ ચડાયા ગેરૂ, ઓર રંગ સબ કુચ્ચા જોને;
બાહેર રંગા બીતર રંગા, રોમ રોમકુ રંગા જોને.
તનકું રંગા મનકું રંગા, નખસેં શીર ચડાયા જોને;
ઓર બાત કીસકી નહીં માને, હમ આસક મસ્તાના જોને.
કહે હર શું ઝાઝું કેવું, અસલ ભેખ હમારા જોને;
સદ્‌ગુરૂની કૃપા ભયી તો, સદ મારગ બતલાયા જોને.

## પદ ૩–રાગ પ્રભાત.

ઉઠો આળસ છાંડો ચેતન, ધર્મ હૃદયમાં ધારીરે;
પ્રમાદે શું પોઢ્યા ચેતન, ફોગટ અવસર ગાળીરે. ઉઠો૦ ૧
નીદ્રા લેતાં કાળજ વીત્યા, ચાર ગતીમાં ભમીયારે;
શું સંસારે સાર વિચારી, મારૂં મારૂં કરતારે. ઉઠો૦ ૨

કાળ ભય છે શીરપર મોટો, હરનીશ લુંટે પ્રાણીરે;
કહે હર હર હર સંભાળો, શુભ વચનામૃત ધારીરે. ઉઠો૦ ૩

પદ ૪—રાગ પ્રભાત.

ચેતી લે તુ ચેતન પ્યારા, ઉઠી અધવચ જાવુંરે;
ધૂળની માયા ધૂળમાં ભળશે, ફોગટ મન પસ્તાવુંરે. ચેતી૦ ૧
સ્વપ્નવત સુખડલી દેખી, ફોગટ શીદ લલચાવુંરે;
તન ધન જોબન પામી પ્યારા, શું મનથી હરખાવુંરે. ચે. લે. ૨
નીચાં કર્મ કરીને નાહક, શાને નર્કે જાવુંરે;
ભુલી આત્મજ્ઞાનની બાજી, માયામાં લપટાવુંરે. ચેતી૦ ૩
તારૂં તારી પાસે જાણી, સમતાએ મન લાવુંરે;
અલખ નીરંજન નીર્ભય પદની, કહે હર શુધ્ધ પાવુંરે. ચેતી. ૪

પદ ૫—રાગ ધોળ.

ભજન કરી લે ભાવે પ્રાણી, વદુ તુજ હીત વાણી જોને;
શીત કહો શી રીતે જીતે, જ્યાં છે સૂર્ય પ્રકાસ જોને.
ભક્ત થયો તો ભય છે કોનો, શીરપર પ્રભુજી ગાજે જોને;
પરનારી પરધન પરહરીયે, રૂચી પ્રભુ પર કરીયે જોને.
સત્ય ભક્તીએ નીર્મળ સુરતા, પ્રભુપદમાં અનુરાગ જોને;
ધન્ય ધન્ય એ જીવન જનનું, માત તાત સદ્‌ભાગી જોને.
કહે હર જો ચીતમાં ચેતી, અલખ નામ કોઈ ધ્યાવે જોને;
ચોરાશીનો ફેરો ટળતાં, ચીદાનંદ સુખ પાવે જોને.

પદ ૬—રાગ ધોળ.

ગુરૂ હમારા વીશ્વનાથજી, ચરાચરમાં વ્યાપક જોને;

ઉંચા જોયા નીચા જોયા, ચાલત બેસત ઉઠત જોને.
ખાવત જોયા પીવત જોયા, નિરાહાર નીર્મળ જોને;
પૂર્વે જોયા પશ્ચીમ જોયા, જોયા ઉત્તર દક્ષણ જોને.
હસતા જોયા રોતા જોયા, બાળ વૃદ્ધ તરૂણ જોને;
રમતે જોયા સુતે જોયા, ચાર ખંડમાં જોયા જોને.
વેદ વીરંચી પાર ન પાવે, અજબ તમાસા ઉનકા જોને;
કહે હર જો હમને દેખા, સો તુમકું બતલાયા જોને.

### પદ ૭—રાગ ધોળ.

ધીર ધરીને જો તું મનવા, ખાલી જગમાં ફરવું જોને;
નિર્ણય સારાસારનો કરવા, ધીરજ મનમાં ધરવી જોને.
અલ્પ લાભની લાલચ માંહે, ચીદાનંદ પરહરીયે જોને;
જેમ મદારી ખેલ બતાવે, પણ પણમાંહે ન્યારા જોને.
તેવા ખેલ આ જગતા જાણી, જ્ઞાનઘરમાં ફરવું જોને;
ચડતી પડતી વારા ફરતી, જ્યાં ત્યાં જગમાં જોઈ જોને.
ગર્વ ધરીને ઉન્મત થાતાં, રંક થઇને રોવું જોને;
કુમત કેરો ત્યાગ કરીને, સુમત સાથે વરવું જોને;
કહે હર એ મારગ સાચો, ચેતન ચીતમાં ચેતી જોને.

### પદ ૮—રાગ ધોળ.

આસન વાળો ભ્રમણા ટાળો, સ્થીર મતીએ અંતર ભાળો;
પાંચ મારો પચીસ મારો, વંકનાળકા મારગ ઝાલો.
અધર તખ્ત પર વિશ્વનાથજી, બેઠા નજરૂસેં ન્યારો;
નહી કુછ મંતર નહી કુછ તંતર, એક નજર સૂરતે મારો.

ઉસકું મળના ઉસમેં ભળના, કહે હર ઉસકું ધ્યાનો;
જે નર ધાયા વો નૂર પાયા, કહે હર નર એજ કમાયા.

## ભજન.

### રાગ—અરે જીવ શીદને ચીંતા કરે.

અભીમાન શું કરે મુરખ મન અભીમાન શું કરે,
બાજી છે આ જુઠ જકતની, તેમાં ચીત શું ધરે;
લાખ ક્રોડનું નાણું તે પણ, મુકી જાવું પડે. મુરખ. ૧
સુત વિત દારા સંગ ન આવે, સ્વારથીયાં સૌ રડે;
નીંદા ચોરી ચુગલી કરતાં, ભવમાં ભમવું પડે. મુરખ મન. ૨
જપલે તપલે ગ્નાન ધ્યાન લે, પાપ પૂર્વનાં બળે;
મારૂં મારૂં કરતાં મુરખ, કાળ આવી જો નડે. મુરખ મન. ૩
હરિ ભજન કે પરમાર્થ એ અંતે આવી મળે,
કહે હર શું એથી ઉત્તમ, જેમાં ચીતડું ઠરે. મુરખ મન૦ ૪

### રાગ—ઉપરનો.

ઘટમાં વસ્તુ મળે, ખોજ નર ઘટમાં વસ્તુ મળે.
પડતો મુકી પંથ પાંસરો, ફોગટ શાને ફરે. ખોજ૦
લસણ તજ્યું પણ લાંચ ન ત્યાગી, વૈશ્નવ થઇને ફરે,
હીંગ તજી પણ થયા હરામી, ક્યાંથી મારગ મળે. ખોજ મન૦ ૧
છાપાં તીલક તાણી અંગે, જગ ભરમાવા ફરે,
ધર્મ કર્મની વાત ન જાણે, નીજ મત તાણી મરે. ખોજ. ૨
પરોપકારે પ્રીત ન કીધી, સ્વારથ સારૂ લણે,
રંકજનોનું કામ ન કીધું, હું હું કરતો ફરે. ખોજ. ૩

તન મન ધનથી સંત સેવતા, આવો માર્ગ મલે;
કહે હર એ સંત સેવતાં, સચ્ચીદાનંદ ઘેર મળે.

### પદ–રાગ ધોળ.

શુંન્ય દેશની શોભા સારી, ગુંરૂ કૃપાયે જોઇ જોને;
અંતરયામી ઘટમાં ભાળ્યા, ગોવરધન ગીરધારી જોને.
ધન ધન ધન ધન નોબત ગાજે, ઘંટ તણો નહી પાર જોને;
રૂંમઝુમ રૂમઝુમ નેપુર વાગે, નર નારી ગુણ ગાય જોને.
દીપક દીપક દીપક દીપક, દીપકનો નહી પાર જોને;
તે દેખીને મનડું મોહ્યું, બની ગયો ખેલાત જોને.
ભ્રમણા સર્વે જગની ભાગી, લગની તેમાં લાગી જોને;
લાગી લાગી લાગી લગની, લાગી તે નવ છુટે જોને;
ગુરૂ કૃપાયે હરજી બોલ્યા, અંતર પડદા ખોલ્યા જોને

### પદ–રાગ ધોળ.

રવીવારે રાગ ત્યાગીને, નામ હરીનું લેવું જોને;
સોમવારે સાચું સુખ છે, તન મનનું દુખ જાય જોને.
મંગળવારે સૌનું મંગળ, પ્રેમ કરીને યાચું જોને;
બુદ્ધે બુદ્ધીદાતા યાચું, સત્વગુણ સંપત જોને.
ગુરૂવારે જ્ઞાન ગતીયે, ભવસીંધુનો તારો જોને;
શુક્રવારે સત્ય પ્રભુ તે, દીનજનોના દાતા જોને.
શનીવારે સ્થીર મતીએ, કહે હર હર વંદુ જોને.

### પદ–રાગ ધોળ.

પરદુઃખભંજન જે જન જનમ્યા, ધન્ય વદુ આ જગમાં જોને;

ભુખ્યાને ભોજન જે આપે, તરસ્યાને જળ પાન જોને.
નિરાશ્રીતને આશ્રય આપે, દીનનાં દુખડાં કાપે જોને;
વાવ કુવા તળાવ કરાવે, અનુતર ધામ ચણાવે જોને,
રોગીજનના રોગ નીવારે, મુરખને દે જ્ઞાન જોને;
કહે હર એ જગમાં જનમ્યા, ભક્ત સુર કે દાતા જોને.

## પદ—રાગ ધોળ

અક્ષય લખીયા તે નવ જાયે, કરીયે ક્રોડ ઉપાય જોને;
જીવનું ધાર્યું વ્યર્થ જવાનું, અક્ષખ લખીયા થાય જોને.
મોતી માંણેક હાથી ઘોડા, દોલતનો નહી પાર જોને;
તે તો તારે સંગ ન આવે, સાથે પુન્ય પાપ જોને.
મરણુ ભય છે માથે મોટો, એક પલકમાં પડે જોને;
કુગુરુનો ત્યાગ કરીને સુગુરૂને વરીએ જોને.
કહે હર એ મીથ્યા ત્યાગી, પ્રભુ ભજનમાં રેવું જોને;

## પદ—રાગ ધોળ.

સો જોગી ધર મેરા સાધુ, કરે પદ નીવેડા જોને;
અજબ ખેલ તો હમને દેખા, નગર તીરથકું જાવે જોને.
બીના પાંખ પગ પંખી ઉડે, ચાર ખંડ ફરી આવે જોને;
દેખત નરકું અંધા દેરિ, મુરખ જગકું ગળવા જોને.
ગુરૂ શીષ્યકી સેવા કરતા, નૃપકું રઈયત પીડે જોને;
સાચ વસ્તુકું વીરલા દેખે, જુઠ વસ્તુ સબ પાવે જોને.
કહે હર વો હરકી લીલા, ધાયા સો નર પાયા જોને;
પાયા સો નર હુવા દીવાના, ગુર ગમસેં બતલાયા જોને.

### રાગ—પ્રભાત.

ઉઠ તું પ્રાણીઆ ભજને શ્રી હરી, સ્વપ્નવત સુખ છે જુગ કાચું. ઉ. ૧
ઉઠને ઝટપટ મુકને ખટપટ, ભજલે ઝટપટ નામ સાચું. ઉ. ૨
શુકસનકાદીક ભક્ત પ્રેહલાદીક, જપતા જાપ દઈ દીલ તારું. ઉ. ૩
સુત વીત સુખમાં મગન થઇ ભુલમાં, હર કહે ભજ હરી સુખ ઝાઝું. ઉ. ૪
ઉઠ તું પ્રાણીયા ભજને શ્રી હરી સ્વપ્નવત સુખ છે જુગ કાચું. ઉ. ૫

### પદ.

આવ્યો આવ્યો આવ્યો તું, ઠીક જગતમા આવ્યો;
પામ્યો પામ્યો પામ્યો તું, માનવ જન્મ પામ્યો.
કરજે કરજે કરજે સત્ સંગત નીશદીન કરજે;
ડરજે ડરજે ડરજે તું, દુષ્ટ કર્મથી ડરજે.
ભળજે ભળજે ભળજે તું, જ્ઞાન ગતીમાં ભળજે;
તરજે તરજે તરજે, સત નામ કર્મથી તરજે.
ધરજે ધરજે ધરજે હર કહે ધ્યાન ધરજે.

### પ્રાર્થના રાગ—કલ્યાણ.

શાન્તિ શાન્તિ શાન્તિ પ્રભુ શાન્તિ દીલ ધરો,
બાળક જાણી આપનો હર દોશ દૂર કરો;
આપ કૃપાએ સૂરતા સાધી અલ્પમતીનું સાર.
ભક્તજનોના હીત કારણે, દર્શાવી આ વાર. શાન્તિ.
હોય કદાપી ભુલ ચુકતો, કરો હર જન માફ;
પ્રેમ કરીને વદું પ્યારા, દાસતણો હર દાસ. શાન્તિ.

—:o:—

# બે બોલ.

શ્રી હરીજનો જુઓ કે આ મીથ્યા સ્વપ્નવત સંસાર છે અને જ્યાં સુધી કાયામાં હંસ છે ત્યાંસુધી તે આપણો કરી માનીએ છીયે પણ વીચાર કરતાં આ દેહ આપણો નથી તો પછી બીજી શી વસ્તુ આપણી છે ? કંઈજ નહિ. ફક્ત સતકર્મ હરીભજન કે પરમાર્થ તેજ સાથે છે, બાકીનું સર્વે ભલે અક્ષય હોય પણ તે આપણું નથી. જે કાંઇ પ્રારબ્ધ કરમવડે સારૂં યા ખોટું થાય છે તેમજ પાછુ પ્રારબ્ધવડે નષ્ટ થાય છે તેમાં મારૂં ને તારૂં તેજ દુઃખદાયી છે. જુવો કે સંતપુરૂષોએ મારૂં તારૂં છોડી શ્રી હરીની મરજી પ્રમાણે તેનું સેવન કરવું તેમ કર્યું છે. આપણી નજર આગળ મોટા મોટા પુરૂષો ધન માલ છોડી સ્વધામ પોહોચ્યા તેમજ આપણે પણ જઈશું, કોઈ સ્થીર રહ્યું નથી, અને રેહવાનું પણ નથી ગ્નાની ધ્યાની કે મોટા ત્રીકાલગ્નાની પણ નજરે પડતા નથી. ફક્ત તેમની પ્રસાદીરૂપ એક સતકર્ણી રહી છે તો તે સદાએ અમર છે. પ્યારા મીત્ર વધારે કહેવા સમર્થ નથી, પરંતુ એટલુંજ કહું છુ કે શ્રી હરીનું સ્મરણ કે પરમાર્થ શીવાય કંઈ પણ વસ્તુ શ્રેષ્ટ નથી. માટે તનથી, મનથી, કે ધન હોય તો ધનથી કોઈનું ભલું કરો અને મારા જેવા જે કોઇ કંગાલ નજરે પડે તેઓનું દુઃખ હરો જેથી તમારૂ સદાએ ભલુ થશે અને તમો સુખી થશો. ભાઈ એજ માર્ગ શ્રેષ્ટ છે. તો જે તમને સવળ પડે તે અંગીકાર કરશો અને દીનોનું દુઃખ હરશો જેથી આ ભવાબ્ધીને તરી પાર ઉતરશો એજ ભુલચુકની માફી. સર્વને પ્રણામ.

— ✻ —

## આ બુક છપાવાને આશ્રય આપનાર ધાર્મીક જનોનાં નામ.



૧ શેઠ વેચાત દીપચંદ — ૨ પીંજારા રેમાનજી જીવાભાઈ

૩ શેઠ જીવરાજ તારાચંદ — ૪ મોઢ શીવરામ જેઠાભાઈ

૫ લુવાર શીવરામ મોતીભાઈ — ૬ શેઠ દીપચંદ માનચંદ

૭ પટેલ મુળજી રાયચંદ — ૮ પટેલ અમીચંદ સાંકળા.

ઠા૰ર, જામનગર તાબે સાયબાપુર.

